શ્રી

શ્રીમાન બરવાની નરેશ મહારાણા શ્રી સર રણજીતસીંહજી

સાહેબ બહાદુર મહારાજાશ્રીત કે. સી. આઈ. ઈ.

શ્રી આર્યોદય નાટક સમાજ

# જીવન—નૌકા

## નાટકનાં ગાયનો અને ટુંકસાર.

રચનાર ગૌરીશંકર ત્રીભુવન રાજકવી.

છપાવી પ્રસિદ્ધ કરનાર

બચુભાઈ શીવપ્રસાદ.

માલેક શ્રી આર્યોદય નાટક સમાજ.

આનંદભુવન થીએટર—અમદાવાદ.



આવૃત્તિ પહેલી.— પ્રત ૨૦૦૦.

વિક્રમાર્ક ૧૯૭૯ સને ૧૯૨૩.

મુલ્ય ૪ આના.





અમદાવાદ.

શ્રી ગણેશ પ્રી. પ્રેસમાં ત્રીવેદી ઇશ્વરલાલ માણેકલાલે છાપ્યાં.

ઠે. પાંચકુવા રોડ, ચાર રસ્તા.



શ્રી

# "જીવન નૌકા" નાટકનો ટુંક સાર.

---

## અંક ૧ લો.

પ્રવેશ ૧ લો—સ્થળ. ઉપવન વિદ્યાદેવીની સ્વપ્રગતી માટે આત્મ પ્રશંશા ધર્મનું પ્રગટવું, ધર્મ વીના વિદ્યાથી દેશોદ્ધાર ન થઈ શકે એવી ટીકા વિદ્યા અને ધર્મનો વિવાદ, વિદ્યા વિશારદ હરરૉય અને ધર્મીક વ્યક્તી સુધર્મા આ બે વ્યક્તી ઉપર ધર્મ અને વિદ્યાની હારજીતની શર્ત, કસોટી માટે મનુષ્ય રૂપ ધારી વિદ્યા અને ધર્મનું બંગાલ દેશ પ્રત્યે વિચરવું.

( સીન ટ્રાન્સફર )

પ્રવેશ ૨ જો—સ્થળ ભદ્રેશ્વર હરરૉયના મકાનમાં આગ્રહ. યુવક હરરૉય સંસાર સુધારાથી માંડીને દેશ સુધાર માટેના સમગ્ર પ્રયત્નો કરવાની અભીલાષા ધરાવે છે. તેની માત્ર કૃતજ્ઞતા એટલે કે માત્ર સગપણુજ થએલ સ્ત્રી સુધર્માથી સગપણ છોડવું. અને સુનયના નામની એક સ્ત્રીને સ્વીકારી લગ્ન સબંધમાં આવેલી બીજી સ્ત્રીઓને તજી બહુ વિવાહનો નિષેધ કરવો. હિન્દુ સંસારક સુધારકની સ્થાપના મહારાજા ઉપેન્દ્રસેન હસ્તક સભા ખુલ્લી મુકવાની ક્રીયા. સભાના સ્થાપનાર તરીકે હરરૉયની પ્રશંશા સુધારાના કાર્યના પ્રથમ પગલા તરીકે હરરૉયે સુધર્માને સગપણથી મુક્ત કર્યાનો અને તેને કોઈ પણ સુધારક હીંદુ ગૃહસ્થ સાથે પરણવાની છુટ આપ્યાનો નીર્ણય જાહેર કરવો. સુધર્માને પરણવા સુધારકને ઉત્તેજન

આપનાર ઉપેન્દ્રસેન મહારાજા ઉમેદવાર. સભાસદોએ સુમાશની ફતેહ ઇચ્છવી. સંગીત.

પ્રવેશ ૩ જો–સ્થળ રસ્તો. અધમરૉય ડૉકટર અને તેના પ્યારમાં પડેલ કામદા નામની સ્ત્રી પાપી પ્યારની સ્વાર્થી ખટપટ સુનયનાનો નાશ કરવા કામદાએ અધમરૉય સાથે સંકેત કરવો. રાત્રે ઘેર આવવા કામદાનું વચન લઈ જવું. શીવરૉય લીડરનું આવવું. શીવરૉય અને અધમરૉય ડૉકટર પૈસાની પ્રભુતા અને મહત્વાકાંક્ષા માટે પોતાના ઇરાદા જાહેર કરે છે. હરરૉય પૈસાની સંકડામણથી શીવરૉય પાસે પૈસાની માગણી કરે છે. ભવિષ્યે દબાવી કામ લેવા શીવરૉય હરરૉયને જાળમાં ફસાવે છે. ઉચ્ચ વિચારનો વિદ્વાન પણ ધર્મજ્ઞાન રહીત હરરૉય સંસારમાં પ્રવેશતાંજ અનીતી તરફ દોરવાય છે. વિદ્યા અને ધર્મ આવે છે. ધર્મસંસ્કાર વીના માત્ર શુષ્ક શિક્ષણથી યુવકો સંસારમાં પ્રવેશતાંજ પાપમાં કેવી રીતે ડુબે છે. તે હરરૉયના દાખલાથી બતાવી આપે છે.

પ્રવેશ ૪ થો–સ્થળ. સુનયનાનું શયનગૃહ. સુનયનાને તેડવા અને કામદાને ફારગતી આપવા હરરૉય આવેલ છે. સુનયના અને સાહેલીઓમાં પતી પ્રેમ વિશે છેડછાડ સુનયના અને કામદા બે બ્હેનો વચ્ચે શોકયના ખારનું દિગ્દર્શન. સુનયનાના સંહાર કરવા સંકેત મુજબ અધમરૉયનું આવવું. હરરૉયે આ સંકેત જાણી સુનયનાને સાવધ કરવી. બંનેની નાસવા પેરવી કામદાએ કપટ ખુલ્લુ થયું જાણવું. હરરૉય અને સુનયના તથા કામદા અને ડૉકટર વચ્ચે ગપાગપી.

નયનાને નદીમાં ફેંકવી. હરરૉય ઘાયલ થવો. નદીમાં તણાતી સુનયનાનો એક વહાણથી બચાવ.

( સીન ટ્રાન્સફર ).

ટેબ્લો.

પ્રવેશ ૫ મો-સ્થળ. શીવરૉય વકીલનું મકાન. શીવરૉય અને અધમરૉય કામદાને ઈદુલેખાના નામથી કન્યા તરીકે ખપાવી. એક ગૃહસ્થ પુત્ર દીનેશ ઉર્ફે દાધારંગા સાથે પરણાવી દેવાની તજવીજ કરેછે. દાધારંગો અને તેની બેન શૃંગાર આવે છે. વરકન્યાની મુલાકાત અર્ધઘેલો દાધારંગો અને છટેલ પ્રીટેલ કામદાનો કમેળ. મુર્ખાનંદ દાધારંગે આદાની સુંઠ કરવી પચીસ હજાર રૂપીયા લઇ કન્યા આપવા ઠરાવ.

પ્રવેશ ૬ ઠો-સ્થળ સુધર્માનો આવાસ, સુધર્મા અને ઉપેન્દ્રની મુલાકાત-પ્રેમદાન. હરરૉયનું આવવું. સુનયનાને નદીમાં ડુબી મુઈ ધારી સગપણથી મુક્ત કરેલ સુધર્માને સ્વીકારવા ઇરાદો. શીવરૉયે આવી સુધર્મા અને ઉપેન્દ્ર પરસ્પર પ્રેમ બદ્ધ થયાના ખબર દેવા હરરૉયનો દુરાગ્રહ. શીવરૉયે હરરૉયને દબાવી પૈસા વસુલ કરવા તેમજ ભવિષ્યના સ્વાર્થ ખાતર સુધર્મા ઉપેન્દ્રને મળે તેમ કરવા તૈયાર થવું. અને તે તજવીજ માટે જવું. હરરોયે ઉપેન્દ્રનો તીરસ્કાર કરવો. સુધર્માને પ્રેમ જાહેર કરવો. સુધર્માનો ઈન્કાર શીવરોયની જાળથી હરરોયે સુધર્મા ઉપેન્દ્રનો સબંધ જાહેરમાં કબુલ રાખવો. પણ અંતરમાં વેર લેવા ઇરાદો કરવો.

( સીન ટ્રાન્સફર ).

પ્રવેશ ૭ મો—સ્થળ. હોટલ. સુનયનાને નદીમાં ફેંકી દીધાથી પુલીસની બીકે હોટલમાં ગુપ્તવાસ કરી રહેલ કામદા સાથે અધમરોયની મુલાકાત વેર વાળવા છુપાં કાવત્રાં ચલાવવાની કોશીશમાં નંફગેલ હરરોયનું છુપા વેશે હોટલમાં આવી ઉતરવું. કામદા અને અધમરોયને જોવાં. તેઓને ઠાર કરવા તૈયાર થવું. વિદ્યાદેવીને હરરોયનાં કૃત્ય બતાવવા. ધર્મે ત્યાં લઇ આવવી. કામદા અને અધમરોયનો બચાવ કરવા ધર્મ અને વિદ્યાનો પ્રયત્ન. હરરોયનું ખુની ઝનુન. હોટલના મેનેજરે છુપી રીતે બનાવ જોવો. પુલીસને ટેલીફોન કરવો. અમલદાર સાથે પુલીસનું આવવું. હરરોયનું નાશી જવું. અધમરોય અને કામદાનું સંરક્ષણ પુલીસનું હેરત થવું.

ટેબ્લો.

પ્રવેશ ૮ મો—સ્થળ. રસ્તો. દાધારગો તથા શીવરોયનો ક્લાર્ક સુરેશ ફરવા નીકળેલ છે. ત્યાં હોટલ તરફથી આવતી કામદાને તેઓ જુએ છે. પ્રેમની માગણી કરવા બંનેનો મનસુબો કામદાએ જાણી લેવો. બંનેને લડાવી મારી કામદાએ નાશી જવું.

પ્રવેશ ૯ મો—સ્થળ. રાજમહેલ, સુધર્મા સાથે ઉપેન્દ્રના લગ્ન થયાનો ઉત્સવ. સુધર્મા અને દાસીઓની આનંદ ચર્ચા. સુધર્માનું અંતઃપુરમાં જવું. નદીમાંથી બચી વિપત્તીઓથી દીવાની બની ગયેલ. સુનયનાનું બેભાન દશાએ રાજમહેલમાં ઘુસી આવવું. દાસીઓએ તેને જોઈ હાંકી કાઢવા કોશીશ. બુમરાડ સાંભળી સુધર્મા તથા ઉપેન્દ્રનું ઝરૂખેથી જોવું.

દીવાનીને જોઇ ત્યાં આવવું. દીવાનીપર રાણી સુધર્માની દયા. અંતઃપુરમાં રાખવી. સ્વરૂપવાન સુનયનાને જોઈ સ્વાર્થ ખાતર શીવરોયનો નવી જાળ ફેલાવવા ઈરાદો. સુનયનાને ધર્મથી અવાસ્થાન કરવા કસોટી ખાતર વિદ્યાનું આવવું. સુનયનાની દુઃખી હાલત જોઈ મૂર્છા પામેલ સુધર્માને વિદ્યાએ ભયંકર ભવિષ્યનાં ચીત્રો બતાવવાં સુધર્માનો દયા ધર્મપર દ્રઢ નીશ્ચય. ધર્મનો અદ્રશ્યપણે સુધર્માને આશીર્વાદ.

ટેબ્લો.

## અંક ૨ જો.

પ્રવેશ ૧ લો—સ્થળ. રાજમહેલ. વિદ્યા અને ધર્મ. રાણી સુધર્માની ધર્મ આસ્થાની કસોટી કરવા વિશે વાતચીત કરી જાય છે રાજા ઉપેન્દ્ર સુધર્મા પ્રત્યે પ્યારમાં તથા વિષય સુખમાં નીમગ્ન રહી રાજકાજ અને સંસાર સુધારાના કર્ત્તવ્યથી વિમુખ હોવાનો શોચ કરતો આવે છે. શીવરોય સુનયનાને આકર્ષક રૂપ રંગમાં તૈયાર કરી ઉપેન્દ્ર સન્મુખ આભાર પ્રદર્શીત કરવાને બ્હાને લાવે છે. સુનયનાના પૂર્વ જીવનની પુછપરછ કરવી. સુનયના તરફથી કાંઈ પણ ખુલાસો ન મળવો. પતી રહીત અનાથ છે એમ અનુમાન થવું. ઉપેન્દ્રનું મન સુનયનાના સૌંદર્ય તરફ તથા લાવણ્ય તરફ ખેંચાય છે. વર્ણન કરે છે ત્યાં સુધર્મા રાણી આવે છે. વર્ણન સાંભળી સુનયના પ્રત્યે ઉપેન્દ્રના મનમાં પ્રેમ છે કે શું. એવો સંભ્રમ પામે છે. સુનયના રાજા રાણીના સંસાર સુખ વિશે બ્યાન કરે છે. તેથી સુનયના રાજસી ભોગની ઈચ્છા કરે છે. એમ માની લઈ

થવા આવે ઉપેન્દ્ર સાથે સુનયનાનાં લગ્ન કરાવી આપવા યત્નશાળી બને છે. આ પ્રયત્ન જોઇ ઉપેન્દ્રના મનની હાલત અવ્યવસ્થીત થાય છે. સુનયનાને પત્ની બનાવવાની ઇચ્છા. અને સુધર્મા જેવી ગેમાળ માટે શોક્ય ઉભી કરવાની અનીચ્છા, સુધર્માનો સુનયના તથા ઉપેન્દ્રનો હસ્ત મેળાપ કરવા આગ્રહ. ક્ષોભ પામી સુનયનાનું જવું. ઉપેન્દ્ર અને સુધર્માનું જવું. સુનયનાને રાણી બનાવવા તથા રાજસત્તા પોતાના હાથમાં લેવાના પ્રયત્નમાં શીવરૉયે પવિત્ર રાણી સુધર્માને આડખીલી રૂપ ધારી તેના ઉપર કલંક ચઢાવી રાજ અંત:પુરમાંથી કઢાવવાની નીચ કપટ યુક્તી સોચવી. દાધારંગાનું આવવું. સુધર્માના જારપુરૂષ તરીકે દાધારંગાને અંત:પુરમાં છુપાવવાની ગોઠવણ. સુનયના આ હીલચાલ માટે સંદેહમાં પડેલી શીવરોય પાસે મનના સમાધાન માટે આવે છે. શીવરોય વાતચીતમાં હરરોયની સ્ત્રી જે ડુબી ગઈ હતી તે આ સુનયના છે એમ જાણે છે શીવરોય સુનયનાને નીરાધાર સ્થીતીનું ભાન થવા માટે હરરોય મરી ગયાના ખોટા ખબર આપે છે. અને સાથેજ રાણી સુધર્માયે ઇર્ષા લાવી તારૂ ખુન કરવા મને હુકમ આપ્યો છે એમ દમકમી રાણીની પદવીની લાલચ આપે છે. કાંઈક બેભાન હાલત અને હરરોયના મરણ સમાચાર. મૃત્યુનો ભય. રાજરાણી પદની લાલચ. આ બધા સંજોગો વચ્ચે સુનયનાની વૃતીમાં ફેરફાર થાય છે. શીવરોય સુનયનાને દવાથી બેહોશ બનાવી સુધર્મા રાણીના શયનગૃહ નીચેના ભોંયરામાં પુરી દે છે. આ દ્રશ્ય દાધારંગાએ ચુપચુપ જોવું. ખુનની બુમ.

પ્રવેશ ૨ જો–સ્થળ. અધમરોય ડૉકટરનું મકાન. કામદાનો પ્રેમ જોખમકારક ગણી શોચ કરતા અધમરોયને શીવરોયે રૂપીયા પચીસ હજારની કીંમતે હાધારંગા સાથે તેને પરણાવી દેવાની સલાહ આપવી. સુરેશનું આવવું. કામદાને પોતા સાથે પરણાવવાની માગણી કરવી. તે માગણીનો ઇન્કાર. સુરેશે કામદાને મેળવવા યુક્તી કરી એક લેડી કેરેકટર ભજવનાર એકટરને નનીજાન નાયકાના વેશમાં ડૉકટરને ત્યાં મુકી જવો. હાધારંગાનું તેની બેન સાથે આવવું. રૂપીયા પચીસ હજારનો ચેક લઈ કામદાનું સગપણ હાધારંગા સાથે કરવું.

પ્રવેશ ૩ જો–સ્થળ. રાજ અંતઃપુર સુધર્માની ગૃહીણી ધર્મ વિષે હીમાયત. બાળકુમારને પારણે ઝુલાવતી દાસીઓનો સેવાભાવ. સુનયના તરફના પ્રેમની તથા ભકતીમતી સુધર્માની મમતાથી વિકળ બનેલ ઉપેન્દ્ર આવે છે. સુધર્મા પાસે પોતાની મનોદશા સ્પષ્ટ કહે છે. સુધર્મા પતીભક્તી તથા દયાને ખાતર સુનયનાનો સબંધ જોડી આપવા આનંદ પૂર્વક તૈયાર થાય છે સુનયનાને બોલાવી લાવવા જાય છે. શીવરોય આવી ઉપેન્દ્રને સુનયના ગુમ થયાના ખોટા સમાચાર સંભળાવે છે. ઉપેન્દ્ર ચીંતાતુર થાય છે. સુધર્માના આવા અતી આગળ પડતા પગલા વિશે શક ઉપજાવે છે. અને સુનયના સાથે દ્વેશ વિગેરે કારણો સાથે સુધર્મા વ્યભીચારી છે એમ ઠસાવે છે. ઉપેન્દ્રનો સુધર્મા પ્રત્યે અણુરાગ અને સુનયનાને રાણી બનાવવા અનુરાગ. શીવરોયે રાજસત્તા સુનયનાને મળે તોજ તે ચણી શકે. એવી હકીકત જણાવી ઉપેન્દ્ર પાસેથી એક પ્રતીજ્ઞા-

પત્ર લખાવી લેવું. સુનયનાને લઇ આવવા જવું. સુધમાંનું સુનયના ગુમ થયાના ખબર લઇ આવવું. ઉપેન્દ્રે સુધર્માપર કલંક મુકવું. સુનયનાને લઈ શીવરોયનું આવવું. ખોટી બુબની સંકેત મુજબ દાધારંગાનું શયનગૃહમાંથી પ્રગટ થઈ નાસવું. વેર લેવા છુપે વેશે હરરોયનું ઉપરના મજલાથી ઉતરવું. દાધારંગો અને હરરોય એક એકથી ભયગ્રસ્ત. ઉપેન્દ્રનું તેઓને પકડવા જવું. દાદરપર જતાં હરરોયે દાદરને તોડી પાડવો. સર્વ ક્રોધ અને આશ્ચર્યમાં ઠીગમુઢ.

ટેબ્લો.

પ્રવેશ ૪ થો–સ્થળ. અંતઃપુરને એક ભાગ શીવરોય અંતઃપુરના બનાવ વિશે વિચારમાં ઉપેન્દ્ર અને સુધર્મા પ્રત્યે વેરના ઝનુનમાં દૂરતા હરરોયનું ફરીવાર આવવું. અચાનક શીવયરોથી મેળાપ. બંનેની સ્થીતી વિશે વાતચીત. હરરોયની તંગ હાલત. મદદની માગણી. શીવરોયે દીલસોજી બતાવી. વેર લેવા ઉશ્કેરી ઉપેન્દ્ર અને સુધર્માનો થાટ ઘડવા પ્રજા વર્ગમાં બખેડા જગાવવાના કામ માટે કેટલીક ગુપ્ત ગોઠવણો જણાવવા સાથે હરરોયને ગામડામાં મોકલવો.

પ્રવેશ ૫ મો–રાજ્ય મહેલ દાસીઓને સુનયનાને રાણી દરજ્જે આવકાર. ઉપેન્દ્ર પાસે જવા વિનવણી દાસીઓનું જવું. શીવરોયનું આવવું. પ્રતીજ્ઞા પત્ર બતાવવું. સુનયનાનું ખુશ થવું. સુધર્માને શોક્ય સમજી અંતઃપુરમાંથી કઢાવવા સ્ત્રી ચરીત્ર ચલાવી ઉપેન્દ્રને પ્રેમજાળમાં લપેટવા બોધ કરવો. સુનયનાનું ઉત્તેજીત થવું. શીવરોયનો પોતાની મકસદ બર

આવવા માટેનો હર્ષ. જવું. સુનયનાનું ઉપેન્દ્રને મોહીત કરી કાબુમાં લેવા રૂપ લાવણ્યના હુંપદ સાથે જવું.

( સીન ટ્રાન્સફર ).

મહેલ સન્મુખનો બાગ. ઉપેન્દ્ર અને રાજમંડળ. સુનયનાને રાણીપદ મળ્યાનો ઉત્સવ. નાચ ગાયન. મીજલસ બરખાસ્ત. રાજમંડળનું જવું. વર્તમાન હાલત વિશે વિચાર ગ્રસ્ત ઉપેન્દ્રને શીવરાયે આવી સુનયનાની અપમાનીત સ્થીતી ન કરવા સલાહ દેવી. ઉપેન્દ્રે સુનયનાને બોલાવવી. શીવરાયનું જવું. સુનયનાનું આવવું. રોષ અને પ્રેમના ઢોંગસોંગ. પ્રતીજ્ઞાપત્રનો અમલ કરવા આજ્ઞા. સુધર્મા તથા રાજમંડળને બોલાવવા. સુધર્માનું આગમન. તેને તેના બાળકુમાર સાથે અંતઃપુરમાંથી ચાલ્યા જવા સુનયનાનો હુકમ. ઉપેન્દ્રના દર્શન અને ચરણસ્પર્શ માટે સુધર્માની માગણી. માગણીનો ઇન્કાર રકઝક. ઉપેન્દ્રે સુધર્મા પ્રત્યે ભલી લાગણી બતાવવી. સુનયનાનો ક્રોધ સુધર્માને માર મારી અપમાન કરી કાઢી મુકવી. દાસીઓને હુકમ રાજમંડળનું આવવું ઉપેન્દ્રે સુધર્મા રાણીનો ત્યાગ અને નવી રાજ્ય વ્યવસ્થા વિશે રાજમંડળને વાકેફ કરવા રાજ્યના મુખ્ય સરદારનો આ બાબતમાં વિરોધ સુધર્મા સાથે સરદાર મંડળનું રાજ્યથી રીસાઈ ચાલ્યા જવું. સુનયનાની તેઓપર વેર વૃત્તી સરદારોને કેદ કરવા હુકમ. સરદારોનો પ્રતી ક્રોધ. સુધર્માએ ભવસોગ આપવા તત્પર થઈ વિગ્રહ અટકાવવો.

ટેબ્લો.

પ્રવેશ ૬ ઠો-સ્થળ. અધમરાયનું મકાન. કામદા અને ડૉકટર અધમરાયની દાધારંગાને લુંટી પાછા ચાલ્યા આવવાની સલાહ. નવીજાન નાયકાના વેશથી રહેલ-એકટર ઉપર ડૉકટરની ફીદાગીરી. કામદાએ આ ચીતાર જોવો. કામદા અને એકટરમાં સખી ભાવ, એકટરે ડૉકટરની ચાલ બાજી વિશે કામદાને સાવધ કરી સ્વતંત્ર થવા સુચના આપવી દાધારંગાનો લગ્નનો વરઘોડો આવવો કામદા સાથે દાધારંગાનાં લગ્ન.

પ્રવેશ ૭ મો-શીવાલય. હરરાય શીવરાયની સલાહ પ્રમાણે પ્રજાવર્ગને ઉશ્કેરે છે પણ ખાસ કરીને શીવરાયજ પોતાનો શત્રુ છે એમ સમજ પડવાથી પ્રથમ શીવરાયને પછી ઉપેન્દ્ર તથા સુધર્માને ઠાર કરવાનો ગોત ધારે છે. સુધર્મા પ્રજા વર્ગ અને સરદારો, રાજ્યની સુવ્યવસ્થા થવા તથા કપટબાજ શીવરાય તે રાજ્યના મુખત્યાર પદ પરથી દુર કરાવવા શાંતીના ઉપાયો લેવા નીર્ણય કરે છે. વીદ્યા ધર્મ સાથે આવી. સુધર્માના ધર્મની કસોટી કરવા રાજ સામે યુદ્ધ કરવાની સલાહ આપે છે. સુધર્માની યુદ્ધ માટે શાંતી ભર્યા ઉપાયો લેવા હીમાયત. સુધર્માનું જવું. સુનયના, શીવરાય તથા ઉપેન્દ્ર લશ્કર સાથે આવે છે સરદારો અને પ્રજાજનોને વિખરાઇ જવા કહે છે અને સુધર્માને શોધી કેદ કરવા હુકમ આપે છે સરદારોની અત્યાચાર ન કરવા સલાહ. ઉપેન્દ્રની બંને પક્ષને સલાહ માટે સુચના. સુનયનાનો રાક્ષસી પ્રકોપ. ગોળી બારનો હુકમ હરરાયે પ્રજાના એક ટોળાને શીવરાય તથા ઉપેન્દ્ર સામે થવા કહેવું એ કથાનો પ્રજા તરફથી ઇન્કાર. પ્રજાએ શાંતીપુર્વક ગોળીબારનો ભોગ થવું.

ટેબ્લો. અંક ૨ જો સમાપ્ત

## અંક ૩ જો.

પ્રવેશ ૧ લો-સ્થળ. જંગલમાં છાવણી. સમગ્ર પ્રજાને સુધમાના પક્ષમાં સ્વભોગ આપવા તૈયાર થએલ જોઈ ઉપેન્દ્રનું વિમાસણમાં પડવું. તમામ વિરોધીઓ જોગ સમાધાનીનો ઢંઢેરો પીટાવવો. આ ઢંઢેરાથી સુનયના તથા શીવરોયનું ભયભીત થવું, સુધમાંનો કુમાર તથા ઉપેન્દ્રને મારી નીર્ભય થવા તેમજ રાજસત્તા હંમેશને માટે પોતાના હસ્તગસ્ત રાખવા માટે હરરોયને મળી તજવીજ કરવી હરરોયને રાજભુવનમાં ગુપ્ત રીતે જાવઆવ કરવાનો પરવાનો તથા કામ પડતાં લશ્કરી મદદ મળી શકે તેવો લેખીત ઑડર આપવો. સુનયનાનું જવું હરરોયે તેજ વખતે તક જોઇ અંતરશત્રુ શીવરોયને ઘાયલ કરવો અને તે મૃત્યુ પામ્યો છે એમ માની લઇ સુધર્મા પર વેર લેવા જવું.

પ્રવેશ ૨ જો-સ્થળ. ગામડામાં ખેડુતનું ઘર. ખેડુતને ત્યાં મુકામ કરી રહેલ સુધર્મા ગ્રામ્ય સુખી જીવનપુર્વક કુમારનું લાલન પાલન કરે છે પરવાનાના પ્રભાવે લશ્કરી મદદ લઇ રાત્રી સમયે હરરાયે અચાનક આવી. સુધર્માને કુમાર સાથે ઘેરવી. વેર વાળવા તત્પર થવું. સુધર્માએ કુમાર તથા પોતાની જીંદગી બચાવવા તત્પર રહેવું. કટોકટીના મામલા પર અકસ્માત રજપુતો સાથે સરદારનું આવી પહોંચવું. હરરોય કેદ સુધર્મા અને કુમારનો બચાવ.

ડ્રોપ.

પ્રવેશ ૩ જો—સ્થળ રસ્તો. ઘવાયલા શીવરૉયનો અંતકાળ અંત સમયે અસહાય અવસ્થાથી જગતની સત્તા અને મહત્વકાંક્ષાપર વૈરાગ ખરો પશ્ચાતાપ. ધર્મ તથા વિદ્યાનુ આગમન શીવરૉયે ધર્મ સન્મુખ પાપનો એકરાર કરી ઉપેન્દ્રે સુનયના જોગ લખી આપેલ પ્રતીજ્ઞાપત્ર પાછું સોંપી દઈ પ્રાયશ્ચીત માગવું ધર્મ પ્રતાપથી શીવરૉયને આરોગ્ય.

પ્રવેશ ૪ થો—રાજમહેલનું તહેખાનું. ઉપેન્દ્રને સુનયનાએ સુતો ઠગાવી હાથમાં જંજીર અને પગમાં બેડી નાંખી કેદ કરી જલ્લાદ દ્વારા ઘાત કરવા તૈયારી. ઉપેન્દ્રનો વિષયજાળમાં સ્ત્રી હાથે પાયમાલ થવા વિષે પશ્ચાતાપ સરદારનું જલ્લાદ વેશે આવવું સુનયનાએ ઉપેન્દ્રનો શીરચ્છેદ કરવા કહી ચાલ્યા જવું સરદારે ઉપેન્દ્રને બંધન મુક્ત કરી સાવધ કરવો સુનયનાનું આવવું જલ્લાદના છળની જાણ સુનયનાએ સીટી મારી છુપા મારા તરીકે સમજાવી રાખેલા ચોકી દારોને બોલાવવા સરદાર તથા ઉપેન્દ્રનો વધ કરવા હુકમ. સરદાર તથા ઉપેન્દ્રે બહાદુરીથી સામે થવું. બ્યુગલ બજાવી પોતાની મદદ માટે ગુપ્ત રાખેલા રજપુતોને બોલાવવા ચોકીદાર મારાઓ તથા સુનયનાનું પકડાવું.

ટેબ્લો

પ્રવેશ ૫ મો—સ્થળ દાધારંગાનું મકાન દાધારંગાને બતાવી તીજોરી તળીયા ઝાટક કરી કામદા તથા એકટરનું નાસવું શૃંગારે ચોરીની બુમ મારવી મહોલ્લા વાળાઓ અને ડૉકટર વિગેરેનું આવવું દાધારંગાની અક્કલનું દીગ દર્શન.

પ્રવેશ ૬ ઠો–સ્થળ ઉપેન્દ્રનો દરબાર ડેન્સ સમાધાની માટે હાજર થએલ પ્રજાજનો સરદાર મંડળને ઉપેન્દ્રે ધન્યવાદ સાથે સુરાજ્ય અર્પણ કરવું કેદ પકડાએલા સુનયના હરરૉય અને શીવરૉયનાં સર્વ કાવત્રાંની સુધર્માની સલાહે માફી સુનયના અને હરરૉયના પૂર્વ સબંધની આખર વૈરાગ વૃતી પતીતોદ્ધરના કામમાં જીવન ગુજારવા ઇચ્છા ડૉક્ટર કામદા સુરેશ વિગેરેને દાધારંગા ફરીયાદી સાથે પુલીસ અમલદારે હાજર કરવા તેઓને પણ શુભ અવસર પ્રસંગે પ્રબોધ સાથે દયા શહે ક્ષમા આપવી સુધર્માના સત્ય બળથી સર્વ શુભ છેવટ આવ્યાથી સમગ્ર દરબારે સુધર્માનો સ્તુતી પૂર્વક આભાર માનવો હરરૉયે શીક્ષણમાં ધર્મની ખોટ કબુલ કરવી વિદ્યા અને ધર્મના સંવાદનું છેવટ રહસ્ય સ્પષ્ટ થયું કે.

ધર્મને ન જાણ્યો તે વિદ્યા અવિદ્યા છે
ધર્મ એજ તારનાર "જીવન નૌકા છે"

અંક ૩ જો.

સમાપ્ત



# પાત્ર પરીચય.

## પુરૂષ વર્ગ.

ઉપેન્દ્રસેન... ...બંગાલના એક રાજ સાહી જીલ્લાનો રાજા

શીવરૉય... ...એક વકીલ પાછળથી ઉપેન્દ્રસેનનો સેક્રેટરી અને રાજ્યનો મુખત્યાર.

હરરૉય ... ...એક વિધ્યાર્થી યુવક. એમ. એ.

અધમરાય... ...એક ડૉકટર પાછલથી રાજય નોકર મેડીકલ ઑફીસર. શીવરોયનો સાથી.

સરદાર ... ...રાજ્યનો વફાદાર માંડળીક સરદાર.

ધર્મ દેવ ... ...મનુષ્ય સૃષ્ટીના કર્માકર્મનો નીયામક દેવ

દીનેશ ઉર્ફે દાધારંગો } ...એક હાફ મેડ શ્રીમંત શેહરી યુવક.

સુરેશ ... ...શીવરૉયનો કલાર્ક કામદાનો આશક દાધારંગાનો હરીફ.

એકટર ... ...સુરેશનો મીત્ર

દરબારીઓ શહેરી જનો સરદારો સીપાઈઓ વિગેરે.

## સ્ત્રી વર્ગ.

સુધર્મા દેવિ ...હરરૉયના વચન દત્તા. પાછળથી ઉપેન્દ્રની રાણી.

સુનયના ... ...હરરૉયની પત્ની પાછળથી ઉપેન્દ્રની રાણી.

કામદા ... ...હરરૉયની કુલટા સ્ત્રી અધમરૉયની માશુક પાછળથી ઇંદુલેખા નામથી દાધા રંગાને પરણનાર

શૃંગાર ... ...દાધારંગાની બ્હેન.

વિધ્યાદેવી ...શીક્ષણની દેવી

શીવાય સાહેલીઓ દાસીઓ નગરનારીઓ કંચનીઓ વિગેરે.

સ્થળ—ભદ્રસેર અને એક ગામડું.

॥ શ્રી ॥

# જીવન નૌકા

## નાટકનાં ગાયનો

### મંગળા ચરણ

સુત્રધાર }
બાળા }

વંદી વીભુ વાર વાર
જલ થલ તુંહી ઠાર ઠાર,
દનુજ દેવ નરતનનો જીવનનો
તું આધાર,
સદાનંદ હે શાંતી દાતા જગત્રાતા.
તું કરધર દીન દાસનો—વંદી.

બાળા— ૨

પૂર્ણ પવિત્ર પ્રવિણ બની, પૂરવજનું રાખો માન
નીર્મળ નીતી પંથે ચાલી, કરો દેશ કલ્યાણ;
આત્મ શુદ્ધીને હરીનું શરણું, ધરો ધર્મ તલ્વાર
સંપ સંપીને રહો સર્વદા, ભારતનાં સહુ બાળ;
હાથો હાથ મીલાવી પરસ્પર દાખવજો દીલ દાઝ
ધીર ધરીને વીર બનોતો સ્હેજે મળે સ્વરાજ;
દુઃખ દાવાનળ નક્કી ટળશે ભગવત લેશે ભાળ
સત્ય તણો બેલી પરમેશ્વર સત્યનો જય જય કાર;

કુમારીકાઓ— ૩

અમારા દેશ ભારતને પ્રભુ સ્વાધીનતા આપો
હરો અજ્ઞાન અંધારૂ સદા તેજસ્વીતા આપો
જગાડો ઘોર નીદ્રાથી ઉઠે સૌ કર્મવીર થઈને
શુરા શીવાજીના જેવી ખરી શુરવીરતા આપો
ન જોઈએ નામના નેતા ખરા હીરા કરો પેદા
ગુરૂ ગોવીંદ સમાનંદ જેવા દેવતા આપો
મુસલમાન પારસી હીંદુ યહુદી ક્રીશ્ચીયન સહુના
બધા ઝઘડા પતાવીને અવિચળ એકતા આપો

કામદા— ૪

મારૂ જોબન ભરપુર હતો ઘેલી દીવાની દીલદારમાં
બની પ્રેમે ચકચુર લગન લાગીએ અલબેલા યારમાં

અધમ—બીલ્લુ ફસ્યું છે મોહ જાળમાં મારૂ.

કામદા—કેવી નવેલી સુંદર નાર હું સોહામણી
ફરૂં નવીન નવીન ફેશને બની ઠની
રહું રંગે ઉમંગે રસીક વ્હાલમાં
સદા ફુલી ફાલી મદન વિહારમાં
મોંઘી માનુની હું રસબસ શૃંગારમાં
રતી મદ ભારમાં પરવશ પ્યારમાં
મનહર પ્રીયતમ રસીયા હરદમ મુજ મન વસીયા
અરપણ તનમન ધન ભુલી પડી છું મોહ મારમાં;

કામદા— ૫

પાતળીઆ પ્રીતમ આવ્યા કરો
બાવડીયર ડૉકટર તમે આવ્યા કરો

તમે આવ્યા કરો પ્રેમ લાવ્યા કરો
જરા ચમ ચમતાં ચશ્માં ચઢાવ્યા કરો
જરા ઇંગ્લીશ ફેશનમાં શોભાવ્યા કરો
અધમ—તમે ખમ શુઝ પહેરીને પધાર્યા કરો
જરા ચમ ચમતી ચાલે રીઝાવ્યા કરો પાતળીયા
કામદા—સેંન્ટ અત્તર લવન્ડર લગાવ્યા કરો
જરા રેશમી રૂમાલને હલાવ્યા કરો પાતળીયા
અધમ—તમે ગાર્ડનને સ્ટેશન પધાર્યા કરો
ગોરી ગોરી સુરતીયાં બતાવ્યા કરો પાતળીયા
શીવરૉય-અધમરૉય— ૬
ખટપટ સાધી છલબલ રાખી જેન્ટલમેન થઈ ફરતા
દમ કસતા હરદમ ધન હરતા
છે બસ હાસ દામ નામ
અધમ—લાગ જોઈને ચલાવું કેંચી યાર નાંખું જાળ.
કરૂ શીકાર પુરો સકકાર વાહ વાહ શોધે બહાર
શીવરૉય—પ્રીત રતથી હર કતથી મતલબથી
મારીને કલમનો માર
[ કોરસ ]
જ્યાં ત્યાં આજ કાલ પાપીના પોબાર હાં પોબાર
ધાપથી થાપથી બેડા છે પાર
સુનયના— ૭
જાઓ જાઓ અલીના સતાવના
બાળી ભોળી બાળાને બનાવોના

સુર્તી કેડો નક્ટ

સાહેલી—અરે વાહરે લટક જાઓ

બાંધ્યા પ્રીતીના દોરે તેં રંગીલા વિહારી
કીધા તાબે સદાના નેનોનાં બાણુ મારી
લીધા લુટી લોભાવી મોહન મંત્ર ધારી
શાને અંતર છુપાવે મારી શાણી સુજાણ
કરો અમન ચમન

સુનયના—જાઓને બેશરમ

સાહેલી—લેજો મીઠાં ચુંબન જાઓ.

સાહેલીઓ-- ૮

મદનમસ્ત મનહર ગજ ગમની સ્નેહે ક્યાં સપડાણી
સખી સ્નેહે ક્યાં સપડાણી
ઓ સહીઅર મારી કોણ મળ્યો સહેલાણી
કાંચનવરણી ચતુર વીધુવદની આમતું કેમ મુંઝાણી

સુન૦-વન ઉપવન વરવૃક્ષની હાળી વેલડી મન લોભાણી
વહાલ ધરી વીંઠળાવા જાતાં વાલમ હાથ લુંટાણી

સહે૦-જખમ જીગરનાં ત્યાં લાગ્યા એની સુધ બુધ સોવીસરાણી
એને દીલડે રહી એંધાણી ઓ સહીયેર મારી

સુન૦-સરીતા તીરે આમ્રતરૂ સખી નીરખી ત્યાં થોભાણી
સુખકર શીતળ પવનની લહેરે આંખ જરા મીચાણી

સાહે૦-ઝડપ ઝબકીને જાગી ત્યાંતું એકલડી ગભરાણી
ત્યાં મળી અજબ રસલહાણી ઓ સઇયર મારી.

દીનેશ—                ૯

લે લે લોંકડી લેતીજારે પ્રેમની લ્હેરતું લેતીજા
લેલેલે અહી લે;

કામદા—જાજા જંગલી છેટો જારે પ્રેમનો લાડવો લેતો જા
લેલેલે લાડવો લે;
મનહર નાર હુંતો ગોરી મેડમ સમ
તું છે દેશી બીલકુલ, ઓ ડફર ગો યુ કંટ્રી ઢેમફુલ,

દીનેશ—ગરબડ છોડ હવે તારો હું વર બસ
તું છે મારૂં બુલ બુલ, ઓ શંખણી ડબ્બો થયો મારો ગુલ
જા જા માંકડા આઘો જારે;
બુદ્ધીના બેલ તું ચાલ્યો જા;
લેલેલે લાડવો લે

ડોકટર વિગેરે—        ૧૦

આતો કોઇ મોટો મુર્ખાનંદ છે
અડબંગ છે બેઢંગ છે

અધમ—મુરખો હડફો જડસો કડછો છે

શીવ—વાહ ભાઈ વાહ શું મુરતીયો એક નંગ છે
બસ રંગ છે રે રંગ છે;

દીનેશ—સસરો નથવો પશવો ગુલટો છે.

સુગાર—એની ટેવજ છે બસ ઉખી.

દીનેશ—આવે ટાંપન આપી સીખી
મારી વઉ રીસાવી દીધી.

અધમ—મારા સાહેબ, મુરતીયો ચસ્કેલ છે બસ ફેલ છે—મુરખો
દીનેશ—મારો સાળો સસરો ચોખ્ખો બેલ છે ઘાસલેટ છે.
સસરો નથવો પશવો ગુલટો છે— આતો

સુધર્મા— ૧૧

અમારાં સ્નેહ ભર્યા સન્માન
સોહાગી સ્વીકારજો હો રાજ
હૃદય નંદન વનનાં ફુલપાન સોહાગી સ્વીકારજો હો રાજ
મન મંદીર અધીક અજવાળ્યું
ઉર આસન સુંદીર બીછાવ્યું
અભેદ પ્રીતી દાન રસીકને ( ૨ ) સોહાગી,
પ્રેમ અંજલી ભેટ ગૃહીને
વ્હાલ વધારો વહાલા રહીને
અર્પ્યાં તનમન પ્રાણ ચરણમાં ( ૨ ) સોહાગી.

સુધર્મા ૧૨

સાત્વરી સુરતીયાં પરવારી હું વારી બલહારી ગઇ
તન મન ધન વારૂ હું વારૂ સાવરીયા પર
નીશ દીન ઘડી પલ હું તો હારી હું હારી બલહારી ગઇ
બરછી મારી જાદુવાળાં લોચનીયાં એ
ચીતવનથી મારૂં મન હરી લીધું શ્યામ
મુજહ્રગમાં સ્થીર થાઓ રદયમાં વસીજાઓ
આન બાન નીશદીન ઘડી પલ તમ પર વારી
હું હારી બલહારી ગઇ.

દીનેશ— ૧૩

ઓ ચુગધ્ધા મુખાં બકરા લુચ્ચા બગલા
દુમ વગરના ઉલ્લુ હવે આવીજા મેદાનમાં

કામદા—જો જો મુરખા મુરખા સરખા કેવા બાઝયા
ઠીક મકરમાં આવ્યા એને પહોંચાડું સ્મશાનમાં

સુરેશ—હું નાકજ તારૂ કાપું

દીનેશ—હું અંતજ તારો આણું

કામદા—હું શાબાશી તો આપું બસ ફોડી નાંખો માથું

દીનેશ—જોઉં હવેછે કોણુ મને બસ જીતીને જાનાર
મને બસ જીતીને જાનાર

સુરેશ—દેખ ઝપાટો આમ હવે બસ થઈ જા તું હોંશીયાર
હવે બસ થઈ જાતું હોંશીયાર

સુરેશ—કેમ છે બેટા પાણી દારૂ

દીનેશ—મરી ગયો ઓમા ઉગાર

કામદા—લઉ તારા નામનાં હું છાજીયાં રે મુરા મુરખા
ગમાર હાય લઉ તારા નામનાં હું છાજીયાં

દીનેશ—( હું મરૂ તો તું છાજીયાં લઈશ કે )

કામદા—હાજી

દીનેશ—કેવી રીતે

કામદા—તમે કાંઇએ ન માણ્યા તમને જમડા ઝડપી ચાલ્યા
હાયે લાડક વાયા લાલજી હાયે લાલજી હાય હાય—બોલ્યુ

સાહેલીઓ— ૧૪

માન મુકી મીઠી મોહનીયાં તમે ચાલો
પીયું પ્રેમી બોલાવે પ્યારી ચાલો

સુધર્મા—જાઓ અલી ઘેલી નાહક મને ન છેડો
હું તો હારી સુકોને મારો કેડો

સાહેલીઓ—રસીયા વાલમ શયન ભુવનમાં
જપતા યુવતી જાપ હૃદયમાં
ઉરમાં આતુર અધીર મદનમાં
અરસ પરસ રતી રસ સરવરપર
મગન મગન મન કરી પીયુ વધુ વર મ્હાલો—માન મુકી

સુધર્મા— ૧૫

જાત ભાત શું જુઓ જગતમાં ઉંચ નીચ સૌ મરે
શ્મશાન માંહે ચીતા ઉપર સૌ એક આસને બળે
નથી કોઈ ભીક્ષુક કે ભુપાળ સર્વ છે એક પીતાનાં બાળ
વિશ્વનાથનું વડું કુટુમ્બ આ સરખે પ્રેમે પળે
આપ અને પરભેદ ગણે તે મનુષ્ય મુરખ ઠરે
નથી કોઈ મીત્ર શત્રુ સંસાર સર્વ છે એક પીતાનાં બાળ
પ્રેમ ભક્તી કાંઈ કરો જીવનનો સ્વારથ તેથી સરે
દયા ધર્મનો મર્મ ન જાણ્યો ધિક્ક જીવતર જગ પરે
ધરો દીલ દુખીયાં ઉપર પ્યાર, સર્વ છે એક પીતાનાં બાળ

ધર્મ, વિદ્યા— ૧૬

ધરમ પરમ વસ્તુ છે જગમાં ધર્મે જય જયકાર
ધર્મ નહી જે જાણે તેના જીવતરને ધીક્કાર

વિદ્યા વિના પશુ કહેવાયે પુરૂષ જગત મોઝાર
જે વિદ્યાને નીંદે તેના જીવતરને ધિક્કાર
વિદ્યા વાદ વીખવાદ વધારે તર્ક કુતર્ક કરી ભવહારે
પોપટીયા પંડીતથી જગમાં થાય નહી ઉધ્ધાર— ધર્મ.
ધર્મને નામે ઢોંગજ કરતા દેખા દેખી સૌ આચરતા
વિદ્યા વિણ કદી ધર્મ કર્મનો સમજાયે નહી સાર—જે વિદ્યાને

સુધર્મા— ૧૭

મ્હાલો ભલે થોડું મને મ્હાલો પરંતુ સર્વદા
રાખો ચરણમાં હે ભલે રાખો પરંતુ સર્વદા
વરસાદના વ્હેળા કંઇ વ્હેતા ઉછાળા મારતા
વર્ષા રૂતુ ચાલી જતાં સહું શુષ્ક સઘ બની જતા
એવા ક્ષણીક ઉભરા મન નહી પ્રેમના દર્શાવતા—મ્હાલો
વિધ્યુત પ્રભા ચમકારથી, જન દૃષ્ટી આંજી નાંખતી
ચમકી અને ચાલી જતી પળમાં હતી નહતી થતી
એવા મને ગમતા નથી દેખાવ પલભર ઝબકતા—મ્હાલો

શિવ, અધમ, દિનેશ— ૧૮

આનંદ પરમાનંદ સહુ મંગળ ગાયન ગાઓ
હું છું મોટો વરરાજો મારો વરઘોડો કાઢો
પડ ધમ વાજાં વગડાવો સૌ સાજનીયા થઈ આવો
વા વા ખાનદાન ધનવાન હું મોટો વરરાજો
પરણી પુરો પસ્તાશે વીવાહની વરસી થાશે
ચોપટ કરો મુરખને લુટો જરને થઈ ઉંદરને ખોદો દરને.

દાસીઓ— ૧૯

પોઢો પ્રીતથી રઠી ચાળા
હો નીંદરા સુખદા સુભદા
સુંદર પ્યારા રાજ દુલારા
વરસે અમીરસ ધારા
શીતળ રજની ચંદા વીલસે
ગગને તારા ચમકે દમકે
નુર પુર વીવીધ રૂપાળા પોઢો

સુધર્મા— ૨૦

ઘરની જવાબદારી સમજે ગૃહસ્થનારી
નહી તો કુભારજા એ કુલટાથી એ નઠારી;
પતીની સ્થીતી વિચારે કુળ લાજને સંભાળે
સંસાર સુખે ચલાવે હરદમ સહાયકારી;
મોટાં કે નાનાં સોને આદર અધીક દઈને
પ્રીતીનું પાત્ર થઈને શોભે શુયશ પ્રસારી;
સંતોષને શાંતી સાથે ઘરકામ કરે સ્વહાથે
ફરજો બજાવે જાતે નીતી સુધર્મ ધારી;

સાહેલી— ૨૧

જોબનની ઝલકે પ્યારી વશ કરજો શ્યામ વિહારી
સુનયના—જાવ જાવ જાવ બાવરી
સાહેલી—આંખલડી આ અણીયાળી કામણગારી બાંકી કટારો
મદની પ્યાલી
સુનયના—જાવ જાવ જાવ બાવરી

સુનયના—ચતુરાઈ જાણી સારી કરોના મજાક મારી
પ્રીતીની પ્યાલી પીવરાવશું
વાહ વરઘેલી રસીક નવેલી મદન રસેલી
સુનયના— ૨૨
મધુર મોહની લગાડું મદન મંત્રમાં ડોલાવું
તાણી તીરછી ભ્રમરની કમાન
મારીને નેન બાણ હું ભુલાવું ભાન
રસીક રાગમાં ડુબાવું નવીન ભાવથી રીઝાવું
હરી દીલડું સ્હેજે મુકાવું માન
કરૂ વશ મારે રાજવી મહાન;
હૈયાથી ચાંપી પ્રીતી દાન આપી
લોચનને લટકે ઝાંઝરને ઝમકે
હું છું નારી નવેલી સુજાણ મધુર

૨૩

બાંકા છેલા કનૈયા મોરી હૈયાં
વોહી ગોકુલકા બસૈયાં
થા બસરીયા પ્રેમકી ખુબ બજૈયા—બાંકા
ઝડપી જમુનાકે તીર મોહેના છીપાય લીનો ચીર
સખીયન મન નહી ધી બાંઢા છેલા
સખીયાં આગરી ગભરાય બીના ચીર ઘર કપસે જાય
કર જોર તોકે સમજાય સબી છેલા છંદા
લાજસે સખીઆં જલમે ગઈયાં
સબ સુખ છૈયાં બાંકા

સુનયના— ૨૪

મને બાંધી છેલાહાં જાળનાંખી પ્રેમજાળનાખી
ઘાયલ કીધી લાલા હાં બાંણુ સાંધી મોહ બાંણુ સાંધી
લુટી ફુલવાડી મારાં મોંઘાં ગુલાબ ચોર્યાં
અળગારો અમથી અલબેલા છલબલ નટખટ
બસ કરશોના
માનીતાં મન રાખો પ્રેમ દાન ત્યાંજ આપો
મનએ શોકલડીએ હરીયાં મધુકર પરભોગી છો રસીયા

સુધર્મા— ૨૫

સીધુ તકદીર નહી ત્યાં કશી તદબીર નહીં
નાથ ત્યાગી તો ભલે લેશ દીલગીર નહીં
સહ્યાં સંકષ્ટ સતી અંજનીએ શાંતીથી
સાચને આંચ નહી ભીતી નહી ભીડ નહીં
કૃષ્ણને શીર કલંક મણી ચોરીનું આવ્યું
થવાનું તેજ થાય કોઈની તકસીર નહીં
દેવો પણ દૈવાધીન માનવીની શી ગણના.
રવી તારાને શશી એક ઠામ સ્થીર નહીં

એક્ટર ૨૬

જાઓ જાઓ સુધરેલા શેતાન
પ્રીતનથી રેઢી પડી
યારી હું જોઇ ચુકી આશક પણ જોઇ ચુકી
આપુંના જોબનનું દાન હારે હું તો. પ્રીત

ફંદામાં આવું નહી ઠગથી ઠગાઉં નહી

ડૉક્ટર–માનો માનો પ્યારી જાન

હાંરે તમે માનો માનો પ્યારી જાન

કામદા ૨૭

નેન બાણુ તાકો ના યાર કોમળ કલેજાં વિંધાય છે

દીનેશ—હાય હાય મારીને ઠાર પ્યારી હવે ક્યાં તું જાય છે

કામદા—કાંઇ ભેટ મઝાની લાવોને

દીનેશ—ઘુંઘટડો ઝટપટ ખોલોને

એકટર—ખુશ રાખોને રસ ચાખોને

દીનેશ—ક્યો બોલોને દીલ ખોલોને

એકટર—વાહ વાહ. નેન બાણુ

ડ્રોપ.

---

# અંક ૩ જો.

---

રાજપુતો ૨૮

બળથી રાજકાજ સાધ્યાણી જામે
ચાલે જગપર નામ જંગલ ગામે
જંગ રોપો પુરણ હામે દુશ્મન મારો હર બ્હાને
હર ઠામે હર કામે બળથી જીત.

સુધર્મા ૨૯

રામ સમર રામ સમર રે અચેત પ્રાણી
કર કલ્યાણ જીવનું તું જગત જુઠ જાણી. રામ
કાયા તારી કાચો કુંભ કરી રહ્યો શું મોહ ઉંઘ
છોડ સહુ ડોળ દંભ અરે અભીમાની. રામ
સંપતી ધરાને ધામ નાશવંત છે તમામ
અમર રામ નામ તણી કરી લે કમાણી. રામ

કામદા-દીનેશ ૩૦

કા—રંગ રસીયાજી રામા રીઝાવજો
સ્યામ સોહાગી સ્નેહે નીવાજજો
દી—હેતે ઝુલે ઝુલાવી મનાવજો
પ્યારી ચુંબનનો મેવો ચખાડજો
કા—ભાત ભાત ભેટોથી સોને મઢાવજો

દી—ખુબ ઠાઠમાઠ કરી લટકાથી આવજો
કા—છઓ લોકેટમાં તમારી મને જોઇએ છે
દી—કહી દે બાપુડી બસ શું શું તને જોઇએ છે
પેસાનો પ્યાર અને પેસાનીજ નાર છે
મુદે છે. આમ ચારો નવો ગોળી બાર છે

દા૦ શું હું ઠૉ૦ વિગેરે— ૩૧

માન લુંટાયેં લાજ, ઓવે નેહલાલ થાય
મુગો મારેં ખાય જગમાં ફજેત થાય
આ લગ્નના ભવાડા જુઓ જગતમાં જણાય
મુંગો માર ખાય જગમાં ફજેત થાય
વહી ગઇએ વાંદરી મને દગો દઇ
ગમાર અરે તું ડુબી. મર જરા નહી લજાય
બસ ખલાસ હું ઉદાસ કાળજું કપાય
ચાલો જે જે શ્રી. ગોપાળ
કેચો ચાર ગોળીબાર

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

